નવીન

# मोतिशा अने डाही वहुनुं

## रमूजी फारस.

છપાવી પ્રસીદ્ધ કરનાર.

**શા. પુરૂષોત્તમ વિ. ગીગાભાઈ.**

ભાવનગર.

આવૃતી ૧ લી.



अमदावादमां
મામાની હવેલી મધ્યે યુનાઈટેડ પ્રિન્ટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૪૨. વૈશાક—સને ૧૮૮૬. જુન.

કિંમત બે આના.

નવીન

# मोतीशा अने डाही वहुनुं

## रमूजी फारस.

છપાવી પ્રસીદ્ધ કરનાર.


શા. પુરૂષોત્તમ વિ. ગીગાભાઇ.

ભાવનગર.



આવૃતી ૧ લી.





अमदावादमां

મામાની હવેલી મધ્યે યુનાઇટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૪૨. વૈશાક—સને ૧૮૮૬. જુન.

કિંમત બે આના.

## ફારસમાં આવેલા પાત્રો

મોતીશા......................અલંકાપુરીના વેપારી

ડાહીવહુ ....................તેની સ્ત્રી.

પરભુ ..................... ........તેનો દીકરો.

રામબાઈ.........................મોતીશાની બેન.

કેશવજી ....... ..........અલંકાપુરીનો ધનાઢ્ય વેપારી

માણેકબાઈ......... .. ...તેની પેલીવારની સ્ત્રી.

હીરણબાઈ .. ..............તેની બીજીવારની સ્ત્રી.

દીવાળી.................. ...તેની દીકરી.

બુદ્ધિસાગર..... ...... ...દીલ્લીનો રાજા

ગુણસુંદરી................બુદ્ધિસાગરની ગુણકા

પ્રિયવંદા.......................ગુણસુંદરીની દાશી

ચાકર............... .. ...કોટવાળ ઇત્યાદી ઇત્યાદી.



श्री

# मोतीशा अने डाही वहुनुं रमुजी फारस.

## अंक १ लो.

### प्रवेश १ लो.

સ્થળ  મોતીશાનુ ઘર મોતીશા અને ડાહીવહુ

ઇશ્વર પ્રાર્થના.

અહા શી ખીલીછે ચંદા (એ રાગ)

સર્વ—કૃપાળુ ઈશ દયાળુ તું, નમુંછું હસ્ત જોડી હું,
બધા પર છો દયાળુ તું, નમન કરૂંછું અહો ઈશ હું;
અમારી પર માયાળુ તું, નમું છું હસ્ત જોડી હું; કૃપાળુ.

(વીનતી ધરજો ધ્યાન) એ રાગ.

સ્મરણ કરો ભગવાન, સુસજનો સ્મરણ કરો ભગવાન,
અરૂં એ નામ ઈશ્વરનું ઠામ, માટે તેનું ધરો ધ્યાન; સુ.
સ્તુતિ કરૂં તારી પ્રભુજી મોરારી, આપો અતિ મેહેરબાન;સુ.
પ્રભુજી તો એકજ નથી વીશેકજ, સ્મરણ કરો તેનું નામ; સુ.
પ્રભુજીને ભજીએ નાટક રચીએ, સહાય કરશે સદાસ્યામ; સુ.
અંતરજામી અવિચળ નામી, એવા જે શ્રી ભગવાન, સુ.

ડાહીવહુ—(મોતીશા શેઠને કહેછે) સાંભળોછો?

મોતીશા—શું કહે છે.

ડાહીવહુ—કેશવજી શેઠની હવેલીમાં હાલ ચીત્ર ઘણાં સારાં બનાવ્યા છે એમ લોકો કહેછે માટે અમારે જોવા જવાની મરજી છે તે તમે કહોતો જઇએ.

મોતીશા—ઠીકછે પણ આજતો કેશવજી શેઠ ઘેર હશે ને કાલે મોતીબાગમાં જનારછે માટે તે ગયા પછી જવું હોયતો જજો કેમકે શેઠ બેઠા હશે ત્યારે તમારાથી શી રીતે ચીત્ર જોવાશે.

ડાહીવહુ—(બીજે દહાડે) તમે કહ્યું હતું કે કાલે જજો તે હવે આજે જઇએ.

મોતીશા—કોણ કોણ જશો?

ડાહીવહુ—રામબાઈબા- પરભુ—ને હું ત્રણે જઈશું.

મોતીશા—ઠીકછે પણ પેહેલું કોઇને મોકલો કેશવજી શેઠની વહુને પૂછી આવેકે અમારે મળવા આવવુંછે તે કઈ વખતે આવીએ.

ડાહીવહુ—હા પેલા શેરખાંને મોકલો.

મોતીશા—અલ્યા શેરખાં.

સેરખાં—જી સાહેબ.

મોતીશા—કેશવજી શેઠને ઘરે જઈ કહી આવકે મોતીશાના ઘરેનાં મળવા આવનાર છે (પછી શેરખાં પૂછી આવ્યોકે બાર ઉપર ત્રણ વાગતે આવવું.)

—❧∘❧—

# પ્રવેશ ૨ જો.

સ્થળ—કેશવજી શેઠનું ઘર કેસવજી શેઠ માણેકબાઇને પછીથી ડાહીવહુ રામબાઇ ને પરભુ.

( ઘરબાર ઉભા રહી ચાકરને કેહવા મોકલ્યો તેણે જઇને કેશવજી શેઠની વહુને કહ્યું. )

સેરબાં—(માણેકબાઇને) મોતીશાનાં ઘરનાં મળવા આવ્યાછે

માણેકબાઇ—એ હીરણૂઆ ઉઠો ઉઠો તમે તો હજીસુધી એટલો ગુંથોછો ને મોતીશાના ઘરના તો આ બા (ચાકરને) જા કહીએ કે આવો (પછી પેલા આવ્યા ને જોયું તો કેશવજી શેઠ ઘરમાં બેઠા હતા એટલે શરમ પામી બહાર ઉભા રહ્યા એટલે માણેકબાઇએ શેઠને કહ્યું).

માણેકબાઈ—સાંભળોછો ?

કેશવજી સેઠ—શું કહેછે.

માણેકબાઈ—ઉઠો ઉઠો દુકાનમાં જઈ બેસો મોતીશાના ઘરનાં મળવા આવ્યા છે તે બહાર ઉભા થઇ રહ્યા છે.

શેઠ—(ઉઠીને બહાર જતાં પાછા વળીતે બોલ્યા)એ અલી.

માણેકબાઈ—શું કહોછો.

શેઠ—મોતીશાનો છોકરો સાથે આવ્યો હોય તો શેર મીઠાઈ આપવી જોઇએ.

માણેકબાઈ—બહુ સારૂં આપીશું (પછી શેઠ ગયા એટલે પેસા ઘરમાં આવ્યા. )

માણેકબાઈ—(પોતાના ચાકરને) અલ્યા ચાલ ઝટ અહીં-
આ એક નાની જાજમ પાથર.

ચાકર—પાથરૂંછું.

માણેકબાઇ—ઓ હીરણવહુ તમે શેઠાણીને પગે પડો (પ-
છી પગે પડી) એટલે બોલી રાખો ટાઢાં પેટ
વસ્તાં પેટ દીકરા જણો ને ઘર ભરો.

માણેકબાઈ—(પોતાના ચાકરને) અલ્યા ઉઠને ક્યારનો શું
કરેછે જાજમ લાવાને પાથર સઉ ઉભા
થઇ રહ્યા છે.

ચાકર—આવુંછું તો ખરો હુંતે એકલો એટલું કામ કરૂં આ
રોટલા કરીને આવુંછું.

માણેકબાઈ--ઉઠને પીટ્યા બલ્યા તારા રોટલા કરવા બ-
પોરનું કહ્યું હતું કે આ ઠેકાણે જાજમ લા-
વીને પાથરી રાખજે મોતીશાના ઘરના મ-
ળવા આવનાર છે.

ચાકર—(ઘુસામાં) અહીંઆ જાજમ હતીને કોણ લઇગ્યું.

માણેકબાઈ—આ ઠેકાણે મેલી હોય તો કોણ લઈ જાય
તારો બાપ.

ચાકર—હું શું કરૂં જાજમ તો જડતી નથી મહીને રૂ૨)ના
પગાર ખાવો ને અથડાઇને મરી જઇએ છાંએ
નથી નોકરી મારે તમારી કરવી.

ડાહીવહુ—શું કરવા બીચારા ચાકરને એમ શું કરોછો આ-
પણે હેઠાં બેસીશું.

માણેકબાઈ—હેડાં તે બેસાય લાવને પીંઝયા જે હોય તે.

ચાકર—ગાડીનો પડદો છે કોનો લાવું.

હીરાગુબાઈ—જો પેટી હેઠળ નાની જાજમ પડી છે પાથર-

માણેકબાઈ—પેટી હેઠળ કોણે મેલી હશે?

ચાકર—મેં મેલી હશે પણ ભુલી ગયો (પછી જાજમ પાથ- રી તે ઉપર સઉ બેઠા.)

માણેકબાઈ—બાર ઉપર ત્રણ વાગતે આવવાનું હતું ને કેમ મોડા આવ્યા.

દીવાળી—ઓ મા હું મોતીકાકાને ઘેર ગઈ હતી ત્યારે મો- તીકાકો ને ડાહી કાકી બેઉ પાટ ઉપર જોડાજોડ બેઠાં હતાં.

ડાહીવહુ—દીવાળી બેન બળ્યા તમારા આચાર તમે મર- વા આવ્યાછો કે જીવવા, (માણેકબાઇને) હવે અમે જાહશું કેમજે તમારો જેઠ કાલે પરદેશ વે- પારને અરથે જવાના છે માટે અમારે ભાતું ક- રવું છે માટે હવે અમે જાહશું.

માણેકબાઈ—ઠીક જાઓ. (પછી જાયછે.)



# પ્રવેશ ૩ જો.

સ્થળ—મોતીશાનું ઘર મોતીશા અને તેની સ્ત્રી ડાહીવહુ.

મોતીશા—કેમ અલી ભાતું તે તઇઆર કર્યુંછે કે?

ડાહીવહુ—હાં પ્રાણપતિ તઇઆર છે.

મોતીશા—અલી તું હમણાં મને સારી સલાહ આપે છે (સ્વગત) કહો ન કહો પણ એમાં કાંઈ દગો છે ખરો નહીંતો મને દુર દેશ મોકલવા તઇઆર થાય નહીં.

ડાહીવહુ—કેમ સ્વામીનાથ પછી આપે શો વિચાર કર્યો.

મોતીશા—પ્રીયા તારા વિના મને ગમશે કેમ.

ડાહીવહુ—પ્રિયપતિ એ વાત તો ખરી પણ વિયોગ એ એક બુરી ચીજ છે પણ મને લાગેછે કે તમારા મનમાં બીજી શંકા ઉત્પન્ન થઇ છે.

મોતીશા—ના ના, પ્રીયા એજ બીજુ શું હોય તું અહી રહે પણ દુષ્ટો પુરૂષની સંગત કરીશ નહીં.

ડાહીવહુ—સ્વામીનાથ તમારે કાંઈ પણ ચીંતા કરવી નહિ હું પર પુરૂષને ભાઈ બાપ સમાન ગણુંછું તેમ છતાં વિશ્વાસ ન આવે તો લો આ ગુલાબનુંફુલ.

મોતીશા—અલી આ ગુલાબના ફુલને હું શું કરૂં તારા બોલ પર મને પુરતો વિશ્વાસ છે.

ડાહીવહુ—એતો ખરૂં પણ સ્વામીનાથ એ સંકટમાંથી ઉગારનાર થઇ પડશે એ ફુલને તમે દરરોજ તપાસજો ફુલ કરમાય તો જાણજો કે એનું પતિવ્રતપણું કરમાઇ ગયું છે ને તાજુ ને તાજુરહે તો જાણજો કે એ ચીંતાતુર વાટ જોતી બેઠીછે.

મોતીશા—ઠીક અલી હવે બાતું બાત હવે ગાડીમાં જવાનો વખત થઈ ગયો છે માટે હવે ઉતાવળ કર ગાડીનો વખત ચુકી જશું.

ડાહીવહુ—(ઘરમાં જઈ) લો આ ભાતું તમો વેહેલા વેપાર કરીને આવજો.

મોતીશા— ઈંદ્રસભાનો રાગ.

પ્યારી જાઉં પ્રીતથી, હૈયે તું ધર હામ;
વ્યાપારે હું જાઉછું, આવીશ સાધી કામ. ૧
ધૈર્ય કદી ન છોડતી, હુંતો છઉં શુરવીર,
વિયોગના વિચાર સૌ, દુઃખી કરે શરીર ૨
પ્યારી તને થાવું હશે, એહેવું મુજ પ્રાણ,
તેથી મારૂં દુઃખ હું, ગણું બેવડું જાણ. ૩
તુજ એમ કેહેતો હતી, દંપતી જાણો એક.
શરીરના બે ભાગ છે, દાબા જમણી છેક. ૪
પ્યારી એ બોલો મને, હૈયે વાગે આજ,
જાણે વેરી બાણના, વાગે મૂજને ઘાવ. ૫
અર્ધ ભાગ અહીં દેહનો, બીજો અર્ધ દેશ,
હવે મરે શું ફાટીને, કેવા થાશે વેશ. ૬
હૃદય મારૂં તુંજ છે, હૃદય ભરાયું આજ,
તારા મૂજને સર્વમાં, લાગે આગી દાઝ. ૭
વ્હાલી આ ડાહીવહુ, જાયેછે તુંજ પ્રાણ,
વિજોગનું દુઃખ વેઠવું, દુર્ભાગ્ય તારૂં માન. ૮

મોતીશા—હવે હું જાઉછું સાચવીને રેહેજે ને દુષ્ટો પુરૂષની સંગત કરીશ નહીં.

ડ્રોપસીન (જાયછે.)

# પ્રવેશ ૪ થો.

## સ્થળ—દીલ્લી.

(રાજાની કચેરી રાજા વજીર કોટવાળને પાછળથી મોતીશા પ્ર.)

રાજા—કેમ વજીર સાહેબ રૈયત કેવી રીતે વર્તે છે.

વજીર—સાહેબ બધી રૈયત સુખચેનમાં નીરગમન કરે છે ને સારી રીતે વરતે છે.

કોટવાળ—રાજા સાહેબ કોઈ એક અલંકાપુરીનો વેપારી વાહાણ ભરીને આવ્યો છે માટે તે દાણ ચુકવવાને વાસ્તે આવે છે.

રાજા—બોલાવો એ વેપારીને ક્યાં છે (મોતીશા દાખલ થાયછે) બીરાજો આ આસન ઉપર આજે અહીંઆ પધારી આ જગ્યા પાવન કીધી.

મોતીશા—રાજાજી આ શેહેરનો દમામ ઝાઝો જોઈ અહીંઆં આવી લાગ્યો પણ મારે ઉતાવળ હોવાને લીધે આજને આજ જવું છે.

રાજા—વેપારી તમે ક્યાંથી આવ્યા ક્યાં રહોછો તેતો કહો એમ ઉતાવળ શું કરોછો આ મુકામ તમારૂંજ છેકેની.

મોતીશા—હું અલંકાપુરીનો વેપારી છું અને મારૂં નામ મોતીશા છે પરતુ હવે તમે મને ખોટી ન કરો દાણ વગેરેનું ચુકવવું હોય તો કહી દો.

રાજા—હવે મારે તમને ઉત્તર શો આપવો તમે મને દાણને માટે પૂછોછો તેનું શું કરવું (વિચારમાં પડેછે.)

મોતીશા—રાજા એ જવાબ આપવો કાંઈજ મુશ્કેલ નથી

રાજા—મોતીશા શેઠ આ ગામમાં ગુણસુંદરી નામે ગુણકા છે તેને ત્યાં જઇને તમારે દાણ વિષે બંદોબસ્ત કરવો પડશે માટે તમે ત્યાં જાઓ.

મોતીશા—રાજા દરેકે ત્યાં જવું એવોજ ધારો છે કે શું કે તમે મારે માટેજ ફક્ત હુકમ કરોછો.

વજીર—નાના એવોજ ધારો છે કે જે કોઇ વેપારી આવે તેને ત્યાંજ મોકલવામાં આવેછે.

મોતીશા—ત્યારે તમે કૃપા કરી તેનું ઘર બતાવો.

વજીર—(કોટવાળને) આપણી ગુણકાનું ઘર આને બતાવ.

કોટવાળ—તુમ દેખો ઇધરસે સીધા ને સીધા જાઓ ઓર પીછે એક હવેલી આવેગી ઉધર તુમ ખડા રહેના ઓર ગુણસુંદરી કરકે બાંગ મારના કોઇ જવાબ ન દેવે ઓર દેર લગે તો દુસરી બાંગ મારના કે ઓ પ્રીયવંદા તેરી ગુણસુંદરી કીધર હે બતા દે મેરેકું માલકી રગજક પતાની હે.

મોતીશા—બહુ સારૂં. (જાયછે.)

—❧—

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—ગુણસુંદરીનું ઘર.

પ્રીયવંદા—બાઇસાહેબ વળી બીજો કોઇ વેપારી આ બોલેછે.

ગુણસુંદરી—તેને તું ઉપર મોકલ ને તું મારા માટે કાંઇ ગોઠવણ કરી આવ જા વેહેલી (પ્રીયવંદા જા-

પડછે અને મોતીશાને તેડી લાવી બેસાડેછે.)

**મોતીશા**—હવે તમે અમારા દાણ વિશે નકી કરો.

**ગુણસુંદરી**—શેઠ થાયછે તમે ઉતાવળ શું કરોછો.

**મોતીશા**—મારે આજે ને આજે બીજે દેશ માલ મોકલવોછે માટે જેમ બને તેમ મારૂં જલદીથી પતાવી દ્યો.

**ગુણસુંદરી**—જાઓ મારા શેઠ હમણા આવ્યા ને ઉતાવળ શું કરોછો તમે ક્યાંથી આવ્યા ને તમારૂં નામ શું તેતો કહો,

**મોતીશા**—મારૂં નામ મોતીશાછે ને હું અલંકા પુરીથી આવ્યો છું.

**ગુણસુંદરી**—કેમ શું મોકાણ વળી નથી જડતી કે શું,

**પ્રીયવદા**—તમે બીજે ઠેકાણે મૂકી હશે ને ભુલી ગયા હશો.

**ગુણસુંદરી**—(અંદર જઈ ફાંફાં મારી પાછી આવેછે) હાય હાય, મારી માળા ક્યાં ગઈ સારા માણસ જાણી બેસવા દીધા તો આવા નીકળ્યા મારી અહીઆંથી માળા ક્યાં ગઈ.

**મોતીશા**—વિચારીને બોલો.

**ગુણસુંદરી**—તમેજ ચોરછો તમારા બોલવા ઉપરથી માલમ પડેછે કે તમારી વગર કોઇએ માળા લીધી નથી માની દો નકર અહીઆંથી આબરૂ સર ઘેર જવા પામશો નહીં.

**મોતીશા**—તપાસ ર્ક્યા વગર તોહમત મૂકતી લજવાતી નથી.

**પ્રીયવંદા**—બાઈસાબ ખરેખર એજ ચોર છે.

ગુણસુંદરી—જા પ્રીયવંદા એનો માલ તપાસી આવ જાઓ!
મોતીશા એને તમારો માલ બતાવો (જાયછે.)

ગુણસુંદરી—કેમ પ્રીયવંદા માળા છેકે નહીં.

મોતીશા—હા, માળાતો મારાજ માલમાંથી નીકળી પણ હું ખાતરીથી કહુંછું કે કાંઈ પણ એમા દગોછે મેં તો હજી તારી માળાને હાથ લગાડયો નથી.

ગુણસુંદરી—ચાઓ હવે ગુલામને અમો જ્યાં વેચીશું ત્યાં જવું પડશે એ પ્રીયવંદા આને ઘાંચીને ત્યાં વેચી આવ.

પ્રીયવંદા—બહુ સારૂં બાઈસાબ (મોતીશાને) ચાલો હવે તમે મારી સંગાથે.

મોતીશા—ચાલો ત્યારે.



# પ્રવેશ ૬ ઠો.

**સ્થળ—ઘાંચીની ઘાણી આગળ મોતીશા.**

મોતીશા—(મનમાં) અહા ? મારી અલી તો પોતાનો બોલ હમેશાંજ પાળે છે, મને તેણે જે ફુલ આપ્યુંછે તે હજી ઘણીજ સુગંધી આપેછે (સુંઘેછે) માટે હજી મારી અલી મારૂં નામ જંપતી બેઠીછે.

ખરી (જાયછે) ડ્રોપસીન.



# अंक २ जो.

## प्रवेश १ लो.

### સ્થળ—અલંકાપુરીમાં ડાહીવહુનો બાગ.

### લાવણી.

ડાહીવહુ—(ઉદાશી એકલી)
અરે પ્રભુ તારી શું મ્હેર, સુખની લ્હેર આપી તું લેછે,
ઘડીમાં સુખીયાને દુઃખ, ઝાઝું તું દેછે. ૧
મેં મુજ સ્વામી પર પ્રીત, રાખીછે નિત વિયોગી કીધા;
હાથીના કીધા આજ, હૃદયમાં વાગ્યા. ૨
રે અલ્યા શું શોભીત બાગ, મુકું હું આગ તુજ પર આજે;
શું કરૂં પિયુ વીણ મોજ, કેમ નવ લાજે. ૩
દાડમ જમરૂખી ડાળ, ફણસના ઝાડ સર્વ આ શોભે;
ચંપો માલતી મોગરો, ખૂબ તે ઓભે (ખીલ્યા છે) ૪
શેતુર ફણસીના છોડ, જુગતીની જોડ અંજીર જાંબુડી;
વળી કેળ શોભીત આંહી, રાયણો રૂડી. ૫
લીંબુ નારંગી છોડ, કેતકી જોડ અનુસડાં કેવાં;
કેલીજી વાવીછે દ્રાક્ષ, બીજા બહુ વેલા. ૬
રામફળને કમરખ ખૂબ, કરેણા ફુલ લીલી વરીઆલી,
જોડ કંપીકાને બોર, રૂડી નાળીએરી. ૭
વળી ખુબ મરચીના છોડ, ફુલની જોડ બીજાછે વેલા;
લીમડા શોભેછે ખુબ, સુરજ મુખી સેલા. ૮

કે ગુલાબી ફુલના ઝાડ, અમ્રતની ડાળ વનસ્પતિ ભારે;
ખુરશી આ બેઠક કાજ, કેવી સુખ આલે. ૯
પણ એ સઘળુ છે ધુળ, વાગતી શુળ વિના પીયુ પ્યારા;
ઓ પ્રેમી પ્યારા કંથ, આવજો વેહલા. (જાયછે).

—❧—

# પ્રવેશ ૨ જો.

**સ્થળ—રસ્તો ડાહીવહુ પુરૂષને વેષે ગાયછે.**

**ડાહીવહુ— રાગ બનજારાનો.**

ગયે છોડ કે સાજન પ્યારા, કાં બન બન કરૂં પુકારા;
સખી સોળ બરસકી નારી, નહીં હોય સાજન પ્યારીજી;
પીક ઓ નારી અવંતારા. કાં બન બન. ૧
મેરી ઉમરભાઇ જુવાની, કેસે રપો જાય બિનજાનીજી.
સુન્ય દેખું એ સબ સંસારા, કાં બન બન. ૨
ઓર અગનીકી પીડાભારી, જીસે જલ રહી દુનીઆ સારીજી,
ઘરઘરમાં ઓઇ પસારા, કાં બન બન. ૩
સખી ઢુંડનકો મે જાઉં, નહીં દરસ સાજનકો પાંઉજી;
ધરૂં ધ્યાન રૈન દીન સારા, કાં બન બન. ૪
મેરા મન ભયા ઉદાશ, પ્રીયપતિ મિલનકી આશજી;
ગયે છોડકે પ્રાણ આધાર, કાં બન બન—૫
અબ મેં ખેલું ચોપટ બાજી, સંગ રહે પ્રીતમ મુજરાજજી;
ડાલુ ગલેમેં કરકે પશારા, કાં બન બન—૬
આ એબ સંત હોલીકે દીન ખેલ, પ્રીયા સંખીઅનજી;
ગયો બીન કે તન રંગ સારા, કાં બન બન—૭

એશા ફાગ બસંત મેહેના, ગયે છોડકે બાલમ મેનાજી;
કીસેજા કહું જાકે લલકારા, કાં બન બન—૮
મેરી અરજ સુણો ભગવાન, ગયો નીકલ અંગ અવશાનજી;
કેશે હોય સાફલ અવતારા, કાં બન બન—૯
પુછું શખીઅનસે નિતરોજ, કરો મેરા બાલમકી ખોજજી;
કોઈ મીલાદે પ્રીતમ પ્યારા, કાં બન બન—૧૦
ચિત ભરકે મોઉડ્યા મેરા, બીન બાલમહે અંધેરાજી;
તન બદન ઉઠે અંગારા, કાં બન બન—૧૧
મુજે દુઃખ દરીએમેં ઠેલી, ભઈ સાજન બીન અકેલીજી;
મન થાકા કરકે બીચારા, કાં બન બન—૧૨
શબ શખીઅન મંગલ ગાવે, શુન છતીઅન ફટફટ જાવે;
અબ કેસા હોગા ગુજારા, કાં બન બન—૧૩

(એક વટેમાર્ગુ દાખલ થાયછે.)

ડાહીવહુ--(વટેમાર્ગુને) અરે માણસ તું કોણ છે ને અહીંઆં શા માટે આવ્યોછે તે તું સાચે સાચુ કહી દે તું ક્યાં જાયછે.

વટેમાર્ગુ—હું એક વટેમાર્ગુ છું ને હું દીલ્લી રહુંછું અને મારે અલંકાપુરીએ જવું છે તમે કયાં જાઓછો.

ડાહીવહુ—હું દીલ્લીએ જાઉછું પણ તને પુછું શું કે અહીંઆ કોઇ વેપારી આવ્યો હતો તે તને ખબર હોય તો કહી દે.

વટેમાર્ગુ—હા એક મોતીશા કરીને વેપારી આવ્યો હતો પણ તેને માથે ગુણકાએ ખોટુ તોહમત મૂકી બાંઆને ત્યાં વેચ્યો છે.

ડાહીવહુ—તે માણસને બાંધીને ત્યાં વેચ્યો તે તને નકી ખબર છે ?

વેટમાર્ગુ—હા મને નકી ખબર છે પણ હવે હું જાઊંછું કેમકે હવે દીવસ થોડો બાકી છે.

(જાયછે.)

ડાહીવહુ—(ગાયછે) રાગ બનજારાનો.

ક્યાં સોધું સ્વામી મારા, દેસોદેશ ભમુધું પ્યારા,
જોઇ મેં આદી અમદાવાદ, છે સુરત જોવાની યાદજી;
રહી દીન તહીં અપારા, દેશોદેશ—૧
જોયું શેહર મેં ગાયકવાડ, ગઈ રાજ ભરૂચ મોઝારજી;
ચાહુ મળવા સંગ તારા, દેશોદેશ—૨
વળી એવો થયો વિચાર, હવે જોવું દક્ષી સારજી;
ત્યાં મળ્યા સંદેસા તારા, દેશોદેશ—૩
મેં પૂછ્યું કોઇકની પાસ, કહે જાઓ મુખ્ય મધરાસજી;
આવી દરશન કરવાને તારા, દેશો દેશ ભમુધું પ્યારા. ૪

દ્રોપસીન (જાયછે).

—❧—

# પ્રવેશ ૩ જો.

## સ્થળ—દીલ્લીમાં ગુણકાનું ઘર.

ગુણસુંદરી—(ડાહીવહુને) પધારો શેઠ આપને કેમ પધારવું પડ્યું.

ડાહીવહુ—મને તમારે શાને પૂછવું પડ્યું મને તો આ શે-

હેરના રાજાએ અહીંઆં મોકલ્યો છે તેમણે ક-
હ્યું કે દાણ વીગેરેનો બંદોબસ્ત એ ગુણકા માથે
કરજો.

ગુણસુંદરી —સારૂં થયું પધાર્યા તો આ ઘર આપનુંજ છે
કેની.

ડાહીવહુ —એવી વાતો કરવામાં બધો વખત ગાળી ન નાં-
ખો હું તો અહીઆં આવી બેઠો તેનું કારણ
એમ કે ઉભા રહેવું નહીં મારે બાકી ઉતાવળ
તો એટલી બધી છે કે મારો જીવ અહીંઆં મુ-
દલ નથી.

ગુણસુંદરી—દાશી કેમ પેલું કામ કરી આવી.

દાશી—બાહશાબ ક્યારનીજ (ગુણસુંદરી અંદર જાયછે).

સીપાઈ—(દોડતો પ્રવેશ કરી ડાહીવહુને) સાહેબ (એમ ક-
હી ચંદનહાર આપે છે તે પાછેની ગોળીમાં
નાંખી દેછે).

ગુણસુંદરી—(બહાર આવી) હાય હાય, આજે દાસી પણ
કોણ જાણે ક્યાં ગઈ છે ઘરમાં કોઈ નથી હું
ને તમે બે એકલાજ અને એટલામાંથી મારો
રૂ૫૦૦) નો ચંદનહાર જાય ક્યાં કેવો મઝાનો
હતો જો સેહેજ મારી ડોકમાં પડ્યો રહેતો
આજ મારૂં નસીબ ફુટી ગયું છે કે મેં પેહેરો
નહીં.

ડાહીવહુ—(ગભરાઈને) શું તમારો ચંદનહાર ગયો શી હસ-
વા લાયક વાત તમે મારી મશકરીતો નથી કરતા!

**ગુણસુંદરી**—આ તમારા બોલવા ઉપરથી માલમ પડે છે કે તમેજ ચોર છો.

**ડાહીવહુ**—જો આપણે સરત કરીએ જે મારા માલમાંથી જો તમારો ચંદનહાર નીકળે તો હું તમારો ગુલામ થઇને રહુ ને જો તમારી પાસેથી નીકળે તો હું તમને ગુલામ કરૂં.

**ગુણસુંદરી**—ઠીક ત્યારે ચાલો હવે તમારો માલ બતા (પછી પોતાની દાશીને માલ તપાસવા મોકલે છે તે તપાસી પાછાં આવેછે).

**દાશી**—બા સાબ એના માલમાં તો ચંદનહાર નથી.

**ડાહીવહુ**—જોવો હવે તમારા ઘરમાં (પછી ગુણકાના ઘરમાંથી પાણીની ગોળીમાંથી નીકળે છે) થાઓ હવે ગુલામ પણ તમે ગુલામ નથી કરતી પણ તમારા જેટલા ગુલામ છે તેને છોડી મૂકજો (પછી ગુણકા બધાને છોડી મુકેછે.

---

# પ્રવેશ ૪ થો.

**ડાહીવહુ**—(એકલી બેઠી છે ને મોતીશા દાખલ થાયછે) કોણ મારા પ્રીયે સ્વામીનાથ.

**મોતીશા**—હા! અલી એજ. (ભેટેછે).

**ડાહીવહુ**—સ્વામીનાથ મારા વગર તમને ગમ્યું તો નહિજ હોય પણ પ્રીય આપે કાગળ સરખો પણ લખ્યો નહિ?

મોતીશા—પ્રીયા મારો હેવાલ ઘણો લાંબો છે (સ્વગત) પણ હું કોની સાથે વાત કરૂશું.

ડાહીવહુ—સ્વામીનાથ શા વિચારમાં પડયા તમને છોડાવ્યા કોણે ?

મોતીશા—(સ્વગત)શું એજ પુરૂષને વેશે ત્યાં આવી હશે (ચાસન) જે પુરૂષે અમને છોડાવ્યા તેજ પુરૂષ નાં કપડાં આપણા બાગમાં પડયાંછે પણ (સ્વગત) ખરૂં બોલ્યા વગર કંઇ છુટકો થનાર નથી.

ડાહીવહુ—પ્રાણપતિ તમારે વહેમ રાખવો નહિ પ્રિય એતો તમને છોડાવનાર હુંજ હતી.

મોતીશા—(આશ્ચર્ય પામીને) પ્રિયા એમ કે ત્યારે હું કેવો અન્યાય કરત. તજવીજ કર્યાથી આટલો ફાયદો છે આજે મેં એક સપાટામાં મારો પ્રાણ જે મુક્ત કરનાર તેનો પ્રાણ લીધો હોત આખરે સાહસ કરી પસ્તાતે અરે પ્રભુ તેં ઠીક સહાય કરી પ્રીયા આથી હું ઘણો ખુશી થયો છું માટે ચાલ આપણ બધા પ્રભુનું એક ગાયન ગાઇએ.

સર્વે પાત્રો ગાય છે. ઇશ્વર સ્તુતિ.

નારાચ છંદ.

અહા જગાધિનાથ તેંજ રંગ રાખીને કર્યું;
અમેજ ધારનાર તેજ કામ સારૂં તેં ધર્યું
તમારી પ્રીતિ મારી બાજુરોજ રોજ રાખજો,
અહો અમારી પાસ આપ ગુણ મોકલાવજો.

(પ્રાર્થના) પદ.

પુર્ણ થયોછે ખેલ સજનો પુર્ણ થયોછે ખેલ
મોતીશાની વહુ, ડાહી ગુણવંતી,
પામી સુખની રેલ—સજનો.
મોતીશાએ સાહસ કર્યું તો.
અંતે દુઃખી થએલ—સજનો.
ગણિકા ગુણસુંદરી થઈ લુચ્ચી,
તો અંતે હારી બેઠેલ—સજનો.
ડાહી વહુથી સર્વ પામ્યા સુખ,
થઈ આનંદની રેલ—સજનો.
સતી ડાહીવહુ નીતીએ રહીતો.
પામી સુખની રેલ—સજનો.
" કરણી પાર ઉતરણી " થઇછે
ગયોછે દુઃખનો ખેલ—સજનો.
આપ પધારી થયા ઉપકારી.
થયો છે હર્ષનો ખેલ—સજનો.

દોહરો.

પરમેશ્વરની મહેરથી, કર્યુંછે નાટક આજ,
શોખીલા આવ્યા તમે, ખેલ જોવાને કાજ;
સારૂં થયું તો જાણજો, પ્રભુ ગુણનો નહીં પાર
માટે સૌ ભેળા મળી, બોલો જય જયકાર.

સુચના—આબુક બનાવવામાં તથા બુકની સંખ્યા વધારવામાં ભાવનગરવાળા મિ. નરશીદાસ વી. જમજીવનદાસે આશરો આપ્યોછે તેથી હું તેનો પ્રીતિ પૂર્વક આભાર માનુંછું.

## અગાઉથી આશ્રય આપનાર સદ્ગ્રહસ્થોનાં મુબારક નામ

| નકલ. | નામ. | ગામ. |
|---|---|---|
| ૨૦૦ | બુકસેલર લીલાધર રૂઘનાથ | ધોરાજી |
| | ભાવનગર નકલ ૫૫ | |
| ૧૦ | શા. જગજીવન વધમાન | ભાવનગર. |
| ૨ | મેમણ ઓશમાણ. કાશમ | ,, |
| ૨ | શા. છગન લીલા | ,, |
| ૧ | બદાણી ચુનીલાલ જગજીવન | ,, |
| ૧ | મેમણ હાસમાલ વલી | ,, |
| ૧ | સા મોતીચંદ નરસી | ,, |
| ૧ | રા. રા સંભુપ્રસાદ વી. કાળીદાશ | ,, |
| ૧ | રા. રા. મગનલાલ બીકમજી | ,, |
| ૧ | કાશીઆ નરશાં ખોડા | ,, |
| ૧ | રા. રા. ચંપકલાલ ચંચળરામ | ,, |
| ૧ | રા. રા. વનમાળી હરીશંકર | ,, |
| ૧ | રા રા. ઓઘડ રણછોડ | ,, |
| | રા. રા. પરભુદાશ દીપચંદ મારફત નકલ ૬૪ | ,, |
| ૧ | દવે કૃણાશંકર હરીસંકર | ,, |
| ૧ | દરજી આત્મારામ બેહેચર | ,, |
| ૧ | શા. ગોવિંદજી મુળજી | ,, |
| ૧ | શા. બીખાભાઈ ગોવિંદજી | ,, |
| ૧ | શા. હરીચંદ ઠાકરસી | ,, |
| ૧ | શા. ધનજી મનજી | ,, |
| ૧ | શા. દીપચંદ ભાઇચંદ | ,, |
| ૧ | શા. હરજીવન વીટલ | ,, |
| ૧ | શા. દામોદર દીઆળ | ,, |
| ૧ | સુખડીઆ કરશન જીવણ | ,, |
| ૧ | કાશીઆ ઇચ્છારામ ગોપાળ | ,, |

૧ મુખડીઆ ભુદર પુંજા ,,
૧ ભટ અકોર વી. તુળજારામ ,,
૧ રા. રા. હરજીવન ભગવાન ,,
૧ ભટ ઇશ્વર દામોદર ,,
૧ શા. પાનાચદ વી. ખુશાલ. ,,
૧ જોશી અમૃતલાલ નાથાભાઈ ,,
૧ પટેલ વીઠલ જગજીવન ,,
૧ શા. માણેકચંદ છગન ,,
૧ શા. પુરૂષોતમ બેચર ,,
રા. રા. શા. નરશી જગજીવન મારફત નકલ ૨
૨ શા. હરગોવન ગુલાબચંદ ગોઘાવાળા ભાવનગર.
૧ વોહરા અબદુલ કરીમ અબદુલઅલી ,,
૧ વોહરા રામસુદીવ ઇબરામ હીમ ,,
૧ વોહરા ગુલામઅલી અલાબખશ ભાવનગર.
૧ વોહરા નશરૂલા મુલાકાસમજી ,,
૧ વોહરા આદમજી અબદુલ હુસેન ,,
૧ પારશી પીરોજશા દારાજીમીરજાં ,,
૧ વોહરા અકબરઅલી ઇબરામહીમ ,,
૧ વોહરા મમદઅલી વલીભાઈ ,,
૧ વોહરા હશનઅલી શેખમહમદ ,,
૧ વોહરા નજમુદીન અબદુલઅલી ,,

ગોઘા નકલ ૪૯

રા. રા. નરશીદાશ જગજીવન મારફત નકલ ૨૦ ગોઘા
૨ દોશી હરીચંદ અમીચંદ ગોઘા ,,
૨ શેઠ ફુલચંદ પીતાંબર ,,
૫ ઘરૂ જતોલાલ સંતોકરામ ,,
૧ દોશી મોહનલાલ લલુભાઈ ,,
૧ શા. દેવચદ ફુલચંદ ,,
૧ શા. ત્રીભોવન વી. રતનજી ,,

| | |
|---|---|
| ૧ સંઘવી દેવચંદ ગોકુળ | ,, |
| ૧ શા. રાઇચંદ રામચંદ | ,, |
| ૧ મેમણગનીભાઈ અબદલા | ,, |
| ૧ પારેખ જીવરાજ પરશોતમ | ,, |
| ૧ સોની રણછોડ જમનાદાશ | ગોઘા. |
| ૧ બામણ વનમાળી રામકૃષ્ણ | ,, |
| ૧ શા. નથુભાઈ વશરામ મહુવા વાળા | ,, |
| ૧ શા. માણેકચંદ અમિચંદ મહુવાવાળા | ,, |
| ૨૫ મેમણ જુસબ બેગા | ,, |
| ૨ સોની દેવચંદ જીવન | ,, |
| ૨ સંઘવી છોટાલાલ લલુ | ,, |
| ૫ શા. ભાણજી પરશુ | ,સીંવા |
| ૧ રા. રા. કલાણજી પ્રાણજીવન | મુંબઇ |
| ૧ રા. રા. મગનલાલ પ્રાણજીવન | ,, |

તળાજા નકલ ૨૯

| | |
|---|---|
| ૧ રા. રા. લક્ષ્મીરામ હરીભાઇ જોશી | તળાજા |
| ૧ રા, રા. સામતસિંહજી જસાભાઈ વાળા | ,, |
| ૧ રા. રા. ભાણજી વીઠલ | ,, |
| ૧ રા. રા. માવજી જીઠાભાઇ ભટ | ,, |
| ૧ રા. રા. દામજી બેચેચર | ,, |
| ૧ રા. રા. ગોરધન ગોવિંદજી | ,, |
| ૨ રા. રા. ગોકળદાશ રામજી | ,, |
| ૧૯ મેતા સામજી ગાંડા | તલાજા |
| ૧ ઠકર ત્રીભોવન નાગજી | દેણ |
| ૨૨ મેમણ આરબી મામદ | પાલીતાણા |

---

કુલ નકલ ૩૦૧

# જાહેર ખબર.

નીચે સહી કરનાર અરજ ગુજારે છે કે મારી દુકાનેથી નીચે લખેલી ચોપડીઓ તેમજ ઉરદુ, અરબી, ફારશી, ગુજરાતી તથા અંગ્રેજી તથા સંસ્કૃત તથા ડીકશનરી, તથા સ્કુલમાં ચાલતી તમામ બુકો તથા અંગ્રેજી બુકોના તમામ મીનીગં વીગરે તમામ જાતની બુકો મારી દુકાનેથી રોકડી કીમતે કીફાયત ભાવે મળશે. તેમજ નીચે લખેલ ઠેકાણેથી પણ મળશે.

| | કીમત રૂ.આ.પા. |
|---|---|
| હરપાળ ચરિત્રના ગાયનો | ૦—૨—૦ |
| મોતીશા અને ડાહીવહુનુ રમુજી ફારસ. | ૦—૨—૦ |
| મુંબાઈ ઈલાકાના ભુગળના શાર. | ૦—૧—૬ |
| સજ્જનતાં મેળવવાના સાધન. | ૦—૨—૦ |
| સવાઈ યુગનો રમુજી ફારશ. | ૦—૧—૬ |
| ચાલાક સકરબાનો રમુજી ફારશ. | ૦—૧—૩ |

ભાવનગર—શા. પુરશોત્તમ વિ. ગીગાભાઈ મોતીશા અને ડાહીવહુનું ફારશ છપાવનાર ઠા. વરતેજના દરવાજા બાહર આરબની દુકાને.

ગોઘામાં—શા. હરીચંદ અમીચંદ ઠા. બજારમા.

મુંબઈ—જમનાદાશ ભગવાનદાશની દુ.

ધોરાજી—લીલાધર રુગનાથ બુકસેલર.

દાઠામાં—ગાંધી ભગવાન લાધા ઠા. સરકારી સ્કુલમાં.

(સહી) વોહરા અબદુલહુશેન આદમજી બુકસેલર, ઠા. રુવાપરીના દરવાજે કન્યાશાળા પાસે.

ભાવનગર.